એ વાસનાની ગુલામી બીજી કેવી ગુલામીઓ ઉપજાવે છે તેનો ખરો ખ્યાલ શ્રમણસંસ્કૃતિ જ આપે છે ભગવાન મહાવીરે ખરું કહીએ તો નાસ્તિકતાની ગુલામીમાંથી આત્મીમાનને મુક્ત કરવાનો પ્રથમ નિનાદ સુણાવ્યો.

એ રીતે જેણે ભયંકર ઉપસર્ગો વેઠીને જગતને આશ્વાસન આપી, પ્રકાશ આપ્યો, માર્ગ દર્શાવ્યો તે પુરુષ જગત વંદનીય તથા પ્રાતઃસ્મરણીય બને એમાં આશ્ચર્ય નથી ભ૦ મહાવીરનું જીવન પ્રેરણાનો એક અખંડ સ્રોત છે જે કોઈ એ ચરિત્રનું પાન કરશે, અને જે તેમાંના પવિત્ર સંસ્કાર ઝીલશે તેને માર્ગ અને પ્રકાશ મળી રહેશે ભગવાન મહાવીરનું જીવન એટલું પ્રતાપી અને પ્રકાશમય છે કે એ વિષે અહીં વધુ વિવેચન કરવાની જરૂર નથી

માત્ર એટલું કહેવું અહીં બસ થશે કે ભક્તિની ગુલામી કે અંધશ્રદ્ધાથી પ્રેરાયેલી ઘેલછા પ્રભુ મહાવીરને અભિપ્રેત નથી તેમનો જીવનસંદેશ કેવળ જ્ઞાન, ભક્તિ કે પુરુષાર્થ પુરતો મર્યાદિત નથી એમણે તો વારંવાર એ જ વાત કરી છે કે કર્મમળથી લેપાયેલો માનવી પરવશ ને દુર્બળ રહેવાનો—કર્મબંધનમાંથી મુક્ત બનેલો માનવ જ સર્વ સુખ, આનંદ, સત્ય-શિવ-સૌન્દર્યનો અધિકારી બનવાનો પ્રત્યેક પ્રાણીને મુક્તિની એ સીડી ઉપર ચઢવાનો હક્ક છે અને શિવસુંદરીની વરમાળ પહેરવાની પણ સરખી સત્તા છે આ મંત્રમાં જ માનવજાતિના બીજ પડ્યા છે એ બીજમંત્ર આપનારને કોટીકોટી પ્રણામ હોજો!